# ત્રિવેદિ વાચનમાળા.

## પુસ્તક પહેલાના અર્થની નોટ.

તા૦ ૨૬-૮-૨૧.

પાઠ ૧લો—ચિત્ર તપાસો=છબી જુઓ. ગુરુજી=મહેતાજી. હલકું=ઝટ પચી શકે એવું. ગરદન=ગળાનો પાછલો ભાગ. બચાવ કરે છે=રક્ષણ કરે છે. નકામું=અમથું. ખરી=ફાટવાળો જાડો નખ. પવિત્ર ગણે છે=અડકવાથી પુણ્ય થાય છે એમ સમજે છે. પૂજા કરે છે=ચંદન ફૂલ ચડાવી નમે છે.

બોધ—ગાય ઘણું ઉપયોગી પ્રાણી છે, માટે ઘેરે ઘેર ગાય પાળવી જોઇએ.

સવાલ—ગાયને માતા બરાબર કેમ માનો છો? દૂધ કોણ કોણ આપે છે? દૂધનું શું શું બને છે? ગાય કેવા કેવા રંગની હોય છે? ગાય શું ખાય છે? ગાયનું મોં જમીન સુધી કેમ પહોંચી શકે છે? ગાય પોતાનો બચાવ શાથી કરે છે? ગાયને પુછડાનો શો ઉપયોગ છે? ગાયને કેટલા પગ હોય છે? ચાર પગવાળાં જનાવરનાં નામ કહો. ખરીવાળાં જનાવરનાં નામ ગણાવો.

ચિત્ર, ગુરુજી, કહ્યું, દૂધ, ભેંસ, દહિં, ગરદન, ત્યારે, શીંગડાં, પુછડું, જીવડાં, તળીએ, હિંદુ, પવિત્ર, પૂજા.

પાઠ ૨ જો—મહેતાજી=ગુરુજી. ઉમર=વય. ગુરુજી=મહેતાજી. હુકમ=આજ્ઞા. ભલું=સારું; કલ્યાણ. શિખામણ=ફાયદાની વાત; બોધ. સારે રસ્તે=ખરે રસ્તે. નિશાળીઆ=ભણનારા. કસરત=શરીરની મહેનત. રમુજી=ગમે એવી; ગમ્મત ભરેલી. બોધ=શિખામણ. ભણનારા=નિશાળીઆ. મઝા=ગમ્મત. હસેહસે=ખુશીથી; ઉમંગથી. જૂના વખતમાં=અગાઉનાં વખતમાં; અસલમાં. ઋષિ=ભણવાનું અને ભણાવવાનું કામ કરનાર બ્રાહ્મણ. સેવા=ચાકરી. વરસ=બાર મહીના.

સવાલ—નિશાળમાં કોના હુકમ પ્રમાણે ચાલવું? ગુરુ માબાપના જેવું કયું કયું કામ કરે છે? ઋષિ કોને કહેતા.

નિશાળ, શિખવશે, ગુરુજી, શિખામણ, રસ્તે, નિશાળીઆ, બોધ, મઝા, બ્રાહ્મણ, ઋષિ, જૂનું.

પાઠ ૩ જો—ચોકખાઈ=સ્વચ્છતા. વિટાળેલો=લપેટેલો. કેડે=કંમરે. ચાઠાં=ડાઘા. ગંદો=ગંદકીવાળો. ખસ=ઝીણી ફોલ્લી. ફરાજ=શરીર પર ચાઠા થાય એવો

આમડીનો રોગ. **ચોકખું**=મેલ વગરનું; સાફ. **પ્રાતઃકાળ**=સવાર. **ડીલ**=શરીર. **બાકાં**=કાણાં; છિદ્રો. **સ્વચ્છ**=ચોકખું; મેલ વગરનું. **ચાલાકી**=ચંચળાઇ; હોશિયારી. **ઇચ્છા**=મરજી.

**બોધ**—પરમેશ્વરની ઇચ્છાથી બધું થાય છે.

**સવાલ**—ગંદો કોને કહેવો? શરીર ચોકખું નહિ રાખવાથી શું થાય? ખસવાળા છોકરાને અડકવાથી શું થાય? ચોકખા રહેવા માટે શું શું કરવું? શરીરમાં મેલ કયે રસ્તે દાખલ થાય છે અને તેથી શું થાય છે? સ્વચ્છ રહેવાથી શો ફાયદો?

ચોકખાઇ, વિટાળેલો, ચાઠાં, ગંદો, લુગડાં, ચોકખું, અડકવું, નહિ, ઊઠીને, પ્રાતઃકાળ, ખૂબ, ડીલ, ઇશ્વરે, મૂકયાં, શરીર, સ્વચ્છ, પરમેશ્વર, ઇચ્છા.

પાઠ ૪ થો—**ધીમે ધીમે**=આસ્તે આસ્તે; થોડે થોડે. **ઝરૂખા**=ગોખ. **ભવ્ય**=ઘણા સુંદર; જોઇને નજર ઠરે એવા. **નીમથી**=નિયમથી; એક સરખી રીતે. **સ્હેજ**=સહેલાઇથી; થોડી મહેનતે. **મોંઘાં**=ઘણી કિંમતનાં. **ચીર**=લુગડાં; કપડાં. **હરખાય**=રાજી થાય. **પળપળ**=દરેક પળે. **સંતોષાય**=ભર આવે; સફળ થાય.

**સમજુતી**—મોટા ઘણા સુંદર અને શોભિતા મહેલો

તથા ગોખ જણાય છે, તેવા થોડે થોડે નિયમ પ્રમાણે ચણતાં સહેલાઈથી ચણાય છે. (૧)

શોભિતાં અને કીમતી લુગડાં જે પહેરવાથી મન ખુશ થાય છે, તેવા દરેક પળે ધીમે નિયમ પ્રમાણે વણતાં સહેલાઇથી વણાય છે. (૨)

કીમતી આંબાઓ ઉછેરીને કેરી ખાવાનું મન થાય છે, પણ ધીમે ધીમે ઘણાં વરસ જાય છે ત્યારે મહેનત સફળ થાય છે. (૩)

ધીમે ધીમે સહેલાઇથી બધાં કામો થાય છે, ભણવાનું પણ એવી રીતે ધીમે ધીમે ભણાય છે. (૪)

બોધ—ભણવાનું ધીમે ધીમે ભણાય.

શોભિતા, ભવ્ય, સ્હેજ, વર્ષ, મ્હેનત, સંતોષાય, સ્હેલ.

પાઠ ૫ મો—મેળો=ગાડી ઘોડા માણસ વગેરેની ઠઠ. મોટાભાઈ=બાપ; કેળવાયલાં છોકરાંને 'બાપ'ને મોટાભાઇ કહેતાં શિખવે છે. બળેવ=શ્રાવણ સુદ પુનેમ. દરિયો=સમુદ્ર. કિનારો=કાંઠો. પૂજા કરવી=ચંદન ફૂલ ચઢાવવાં. ઠઠ=ભીડ. ચકડોળ=ઉપર નીચે અથવા ગોળ ફરે એવો હીંચકો.

**સવાલ**—મેળામાં શું શું જોયું ?

બળેવ, દરિયો, કિનારો, પૂજા, પહોંચ્યાં, ઠઠ, દુકાન, ચકડોળ, આનંદ.

પાઠ ૬ ઠ્ઠો—**નાણું**=ચલણી સિક્કા. **રૂપીઓ**=સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો. **વસ્તુઓ**=ચીજો. **ખરિદાય છે**=વેચાતી લેવાય છે. **બાજુ**=તરફ. **કૃપાળુ**=દયાળુ. **અંગ્રેજીમાં**=અંગ્રેજ લોકોની બોલીમાં. **સરકારનો**=રાજાનો. **નોટ**=રૂપીઆને બદલે વપરાતો ચલણી કાગળનો કકડો. **અધેલો**=આઠ આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો **પાવલી**=ચાર આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો. **બેઆની**=બે આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો. **આની**=ચાર પૈસાની કિંમતનો નિકલનો સિક્કો. **પૈસો**=ત્રણ પાઇની કિંમતનો ત્રાંબાનો સિક્કો. **પાઇ**=પાઇની કિંમતનો ત્રાંબાનો સિક્કો. **સિક્કા**=ચલણી નાણું. **નિકલ**=એક જાતની ધાતુ. **ત્રાંબુ**=લાલ રંગની ધાતુ. **રૂપું**=સફેદ રંગની ધાતુ

**સવાલ**—રૂપાના કયા કયા સિક્કા બને છે ? રૂપાનાં ઘરેણાં ગણાવો. નિકલના કયા કયા સિક્કા છે ? ત્રાંબાના સિક્કા ગણાવો. નોટ એટલે શું ?

## નાણાની ધાત.

| | |
|---|---|
| ૨ અર્ધો =૧ રૂપીઓ. | ૩૨ ઢબુ =૧ રૂપીઓ. |
| ૪ પાવલી =૧ રૂપીઓ. | ૧૨૮ દોઢપાઇ=૧ રૂપીઓ. |
| ૮ બેઆની =૧ રૂપીઓ. | ૧૯૨ પાઇ =૧ રૂપીઓ. |
| ૧૬ આના =૧ રૂપીઓ. | |

સૂચના—નાણાંની ધાત પહેલા ધોરણના "સુખ-ગણિત શિક્ષક" માં જુઓ.

રૂપીઓ, વસ્તુઓ, ખરિદાય, સાંકળાં, ઘરેણાં, કૃપાણુ, ચિત્ર, અંગ્રેજીમાં, સિક્કો, હમણાં, અર્ધાં, નિકલ, પૈસા, ત્રાંબાના.

પાઠ ૭ મો—સંપ=હળીમળીને રહેવું. વહાલાં=પ્યારાં. હળીમળીને=આનંદમાં ભેગાં થઇને; લડયા વગર. એકઠા=ભેગા. ગાળે છે=કાઢે છે. કુટુંબ=એક ઘરમાં વસનારા માણસ. રળીઆમણું=આનંદી. મદદ કરે છે=આશરો આપે છે. પ્રિય=વહાલાં. વર્તજો=ચાલજો. જંપ=નિરાંતે બેસવું તે; સુખે બેસવું તે. બળ=જોર. સ્નેહ=હેત; વહાલ. કુસંપથી=લડવાથી; હળીમળીને નહિ ચાલવાથી. ગોળીનું પાણી સુકાય છે=માણસ કે પૈસાનું નુકસાન થાય છે. કજીઓ=તકરાર; લડાઈ. કંકાસ=મનને દુઃખ; કલેશ. નબળાં=કમજોર. વસો=રહો. શાંતિ=કજીઓ કંકાસ નહિ તે; સલાહ સુખમાં રહેવું તે; જંપ. પ્રીત=હેત; પ્રેમ; સ્નેહ; વહાલ.

સમજુતી—બધા સંપથી સુખમાં રહો, સલાહ સુખ તથા સ્નેહ વધો; છોકરાંઓ સંપીને રહો અને સંપીને રહેવાની ટેવ રાખો.

સાર—જ્યાં સંપ છે ત્યાં જંપ છે. જ્યાં સંપ છે ત્યાં બળ છે. જ્યાં સંપ છે ત્યાં સ્નેહ અને સુખ છે. જ્યાં કુસંપ છે ત્યાં કજીઓ અને કંકાસ છે.

એકઠા, દિવસો, સઘળાં, કુટુંબ, રળીઆમણું, મદદ, પ્રિય, વર્તજો, જ્યાં, ત્યાં, સ્નેહ, ઘરડાંઓ, કુસંપ, કજીઓ, કંકાસ, દુઃખી, શાન્તિ, પ્રીત.

પાઠ ૮ મો—રૂડી રીતે=સારી રીતે. ઇશ્વર=પ્રભુ; પરમેશ્વર. પ્રસન્ન=ખુશ; રાજી. માત તાત=માબાપ. બોલ પાળે=કહેલું કરે. ગુરુતણી=મહેતાજીની; વડીલની. શીખ=શિખામણ. જગતમાં=દુનિયામાં. રૂઠે=ગુસ્સે થાય; નારાજ થાય. પ્રેમ=હેત; વહાલ. રહેમ=દયા; માયા. રૂડેરી=સારી. ગુરુજન=વડીલ; મોટાં. ઇશકૃપા=ઇશ્વરની મહેરબાની. દીપાવો=શોભાવો. દેહ=શરીર.

સમજુતી—માબાપ કહે તેમ કરવાથી ઇશ્વર રાજી રહે છે. મોટા માણસની શિખામણ માનવાથી ઇશ્વર રાજી રહે છે. ભાઇ બેનમાં સંપ વધવાથી ઇશ્વર રાજી રહે છે. દુનિયામાં એક બીજા પરનો સ્નેહ વધવાથી ઇશ્વર રાજી રહે છે. (૧)

માબાપનો છોકરાં તરફનો પ્રેમ જતો રહેવાથી ઇશ્વર નારાજ થાય છે. વડીલની મહેરબાની જતી રહેવાથી ઇશ્વર નારાજ થાય છે. ભાઇ બેનનો સંપ જતો રહેવાથી ઇશ્વર નારાજ થાય છે. દુનિયામાં એક બીજા પરનો સ્નેહ જતો રહેવાથી ઇશ્વર નારાજ થાય છે. (૨)

પ્રિય બાળકો તમે બધા સારી રીતે ચાલો, મા બાપ તથા વડીલમાં ઘણું વહાલ વધારો. (૩)

ભાઇબેન સંપથી રહો અને જગતમાં હેત વધો. માણસનો અવતાર તમે ઇશ્વરની મહેરબાનીથી મેળવ્યો છે, એ શરીરને સારાં કામ કરી શોભાવો. (૪)

ઇશ્વર, પ્રસન્ન, રહેમ, સ્નેહ, પ્રીત, ઇશકૃપા, મેળવ્યો.

પાઠ ૯મો—મહીનો=ત્રીસ દિવસ. શિક્ષક=મહેતાજી; ગુરુજી. ચોમાસું=વરસાદની મોસમ. શિઆળો=ટાઢની મોસમ. ઉનાળો=તાપની મોસમ. પખવાડીઉં=પંદર દિવસ. અજવાળીઉં=સુદ. અંધારીઉં=વદ. દીવાળી=આસો માસની અમાસ; વરસનો છેલ્લો દિવસ. તહેવાર=આનંદનો દિવસ. ફટાકા=ફટાકડા. હવાઇ=એક જાતની ઊંચે ઊડે એવી આતશબાજી.

બોધ—શિક્ષકનું કહ્યું માનવાથી ભણતાં જલદી આવડે છે.

મહીના, શિક્ષક, શિયાળો, ઉનાળો, અસાડ, શ્રાવણ, ભાદરવો, આસો, ત્રીસ, પખવાડીઆં, અંધારૂં, પુનેમ, અમાસ, દીવાળી, મઝા, ફટાકા, કોઠી, ફૂટે છે, બપોરીઆં, શિખવીશ.

પાઠ ૧૦મો—યાદ=ફામ. ધ્યાન=ચિત્ત; લક્ષ. સુદ=અજવાળીઉં. વદ=અંધારીઉં. પડવો=મહીનાનો પહેલો દિવસ. નવું વર્ષ=કાર્તક માસનો પહેલો દિવસ. મંદિર=દહેરૂં. દર્શન=ભાવથી જોવું તે. સંક્રાન્ત=કનકવા ચગાવવાના દહાડા. પતંગ=કનકવા. ગમ્મત=મઝા; રમુજ. પેચ કરવા=પતંગની દોરી બીજામાં ભેરવવી. માસ=મહીના. મહોલ્લો=શેરી. ચકલો=ચાર રસ્તા ભેગા થતા હોય તે જગા.

ટીપઃ—વર્ષની શિઆળો, ઉનાળો અને ચોમાસું એ ત્રણ ઋતુ છે. દરેક ઋતુના ચાર મહીના છે. વર્ષના મહીના બાર. કાર્તક, માગશર, પોસ અને માહ એ ચાર મહીના શિયાળાના છે. ફાગણ, ચૈત્ર, વૈશાખ, અને જેઠ એ ચાર મહીના ઉનાળાના છે. અસાડ, શ્રાવણ, ભાદરવો અને આસો એ ચાર મહીનાને ચોમાસું કહે છે. મહીનાના દિવસ ત્રીસ. મહીનાના સુદ અને વદ એવાં બે પખવાડીઆં છે. પખવાડીઆના દિવસ પંદર. મહીનાનો પહેલો દિવસ તે પડવો,

પંદરમો દિવસ તે પુનેમ. અને ત્રીસમો અથવા છેલ્લો દિવસ તે અમાસ. મહીનામાં પુનેમ અને અમાસ એક આવે છે. પણ બીજી તિથિઓ બે આવે છે. પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ્ઠ, સાતેમ, આઠેમ, નોમ, દસેમ, અગિઆરસ, બારસ, તેરસ, ચૌદસ એ તિથિઓનાં નામ છે.

સવાલ—વર્ષની ઋતુ કેટલી અને તે કઇ કઇ? ચોમાસાના, શિયાળાના અને ઉનાળાના મહીના ગણાવો. વર્ષના મહીના કેટલા અને તે કયા કયા? મહીનાના દિવસ કેટલા અને પખવાડીઆં કેટલાં? પખવાડીઆનાં નામ કહો. બળેવ કયા મહીનામાં કયે દિવસે આવે છે? દીવાળી કયા મહીનામાં કયે દિવસે આવે છે? સંક્રાન્ત કયા મહીનામાં આવે છે? ફાગણ મહીનાની પુનેમે કયો તહેવાર આવે છે?

દીવાળી, શિખવ્યું, યાદ, ધ્યાન, સુદ, વદ, વર્ષ, છેલ્લો, દિવસ, મંદિર, દર્શન, કાર્તક, માગશર, પોસ, સંક્રાન્ત, ગમ્મત, ચૈત્ર, વૈશાખ, મહોલ્લો.

પાઠ ૧૧મો—મહેનત=કામ કરવું તે. મચેલી=મંડેલી. મેજ=ટેબલ. નવરૂં=કામ વગરનું. ઉત્પન્ન થાય=પેદા થાય. ખેડુત=ખેતી કરનાર. ખેતર=અનાજ ઘાસ વગેરે પાકે છે તે જગા. અન્ન=અનાજ. કાંતવું=લાંબા દોરા કાઢવા. કારખાનાં=કામ કરવાનાં ઠેકાણાં. વહાણું

વાય=સવાર પડે. સિસોટી=પીસવો; પાવો. દરજી=લુગડાં સિવનાર. પેદા કર્યાં=ઉત્પન્ન કર્યાં. તંદુરસ્ત=રોગ વગરનું. સૂર્ય=સુરજ. આકાશ=ગગન. દિશા=બાજુ. આળસુ=જેને કામ કરવાનું મન ન થાય તે. ચહાતું નથી=વહાલ કરતું નથી. ઉદ્યમમાં ગુંથાયલું રહેવું=કામ કર્યા કરવું; નવરા બેસવું નહિ. ફળ મીઠાં છે=સારો લાભ છે.

સવાલ—મહેનત વગર ચાલતું નથી તે સમજાવો. મહેનત કરવાથી શો ફાયદો ?

મહેનત, ઊઠે છે, નવરૂં, ઉત્પન્ન, અન્ન, કાંતવાનાં, વહાણું, સિસોટી, સિવાય, ઇશ્વર, કર્યાં, તંદુરસ્ત, સ્વચ્છ, સૂર્ય, આળસુ, દુઃખી, ઉદ્યમ.

પાઠ ૧૨ મો—ઉદ્યોગ=મહેનત. બુદ્ધિ=અક્કલ. ખિલી રહે છે=વધારો થાય છે. શકિત=બળ; જોર. ડરે=બીએ. સરે છે=થાય છે. ઉદ્યોગહીના=ઉદ્યોગ વગરના. નવરાં બેસી રહેનાર. જડમાં ખપે છે=મૂર્ખમાં ગણાય છે. દુઃખમાં ભમે છે=દુઃખમાં ભટકયાં કરે છે; દુઃખમાં રહે છે. જગને દમે છે=લોકોને દુઃખ દે છે. નવ=નહિ. કદિ=કોઇ દિવસ. ઉમંગ=હોંસ. કાર્ય=કામ. રૂડાં=સારાં. તન=શરીર. સદા=હરરોજ; હમેશાં. શ્રમ=મહેનત. કુમાર્ગે મહીં=નઠારા રસ્તામાં. કદા=કોઇ દિવસ; કદાપિ. મચ્યા મચ્યા=મંડેલા.

**સમજુતી**—મહેનત કરવાથી અક્કલમાં વધારો થાય છે, મહેનત કરવાથી જોર વધે છે. મહેનત કરવાથી બધાં દુઃખ બીએ છે એટલે દુઃખ આવતું નથી. મહેનત કરવાથી બધાં કામ થાય છે. (૧)

જેઓ મહેનત કરતા નથી તે મૂર્ખમાં ગણાય છે. જેઓ મહેનત કરતા નથી તે શરીરે કમજોર રહે છે. જેઓ મહેનત કરતા નથી તેઓ સદા દુઃખમાં રહે છે. જેઓ મહેનત કરતા નથી તેઓ લોકોને દુઃખ દે છે. (૨)

તમે કોઈપણ દિવસ આળસમાં ફરો નહિ અને ઘણાં ઉમંગથી સારાં કામ કરો. મહેનત કરવાથી શરીર સારૂં થશે, અને મન કદાપિ નઠારે રસ્તે જશે નહિ. (૩)

બોધ—માણસે હંમેશ ઉદ્યોગમાં મચ્યા પચ્યા રહેવું.

ઉદ્યોગ, બુદ્ધિ, શક્તિ, દુઃખ, દ્રુતવિલમ્બિત, કાર્ય, શ્રમ, કુમાર્ગ.

**પાઠ ૧૩ મો**—બંધુઓ=ભાઈઓ. પોષણ કરે છે=શક્તિ આપે છે; શરીરને ટકાવી રાખે છે. માંદા=બિમાર. ગુણકારી=ફાયદાકારક. પ્રાણી=જેને જીવ છે ને જે અહિંથી તહિં ફરી ફરી શકે છે તે. હંમેશ=હરરોજ. વૈદ્ય=દેશી દવા જાણનાર. રોગ=બિમારી. ઉપહાસ=ઠાંસો. ગુણ=ફાયદો. પ્રશ્ન=સવાલ. ઉત્તર=જવાબ. ઉંઘાયું=સહેજ

ગરમ; થોડું ઉનું. ભાવે છે=ખાવું ગમે છે. સ્વાદિષ્ટ=વધારે ભાવે એવું. શ્રીકૃષ્ણ=હિંદુ લોકો જેને ઇશ્વરનો અવતાર માને છે તે. ગળપણ=મિઠાશ. ડાક્તર=અંગ્રેજી દવા આપનાર. ભલામણ=સિફારસ; કોઇને માટે સારો વિચાર બતાવો તે. તારવી કાઢવું=ઉપર ઉપરથી લઈ લેવું. સુખડીઓ=મિઠાઇ બનાવનાર. ભાટીઓ=દૂધ વેચનાર.

સવાલ—કયા કયા પ્રાણીનું દૂધ આપણે ખાઈએ છીએ? ઉધરસ પર કોનું દૂધ ફાયદો કરે છે? દૂધનું શું શું થાય છે? દૂધને કેવી રીતે અધરખે છે? મઠો કેવી રીતે બને? દહિંને વલોવવાથી શું થાય? છાશ ઉપર તરી આવે છે તેને શું કહે છે? ઘી શેનું બને? સુખડીઆઓ દૂધનું શું શું બનાવે છે? મલાઇ કેવી રીતે બનાવે છે? દૂધની ખાવાની કઈ કઈ વસ્તુઓ બને છે?

બંધુઓ, દૂધ, પોષણ, માંદાં, ગુણકારી, પ્રાણી, હંમેશ, વૈદ્ય, ઉધરસ, પ્રશ્ન, ઉત્તર, દહિં, અધરખે, ટાઢું, ઉંફાયું, સ્વાદિષ્ટ, શ્રીકૃષ્ણ, ગળપણ, સ્વાદ, ડાકતર, છાસ, બાસુદી, શ્રીખંડ, ભાટીઓ.

પાઠ ૧૪મો—સાચું બોલવું=ખરી વાત કહેવી. માફ કરો=જવા દો. આંગણું=બારણા આગળની ખુલ્લી

જગો. બેલીશું=રમીશું. ચોગાન=ખુલ્લી જગા. દિવાન-ખાનું=આગળનો મોટો ઓરડો. ગજબ=મોટું દુઃખ. એકદમ=તરત. ધમકાવશો મા=ધમકી આપશો નહિ. બિલકુલ=જરાપણ;લગાર; વાંકુ=ગુનો; કસુર. પેન્સિલ=સીસાપેન. ધ્યાન=મન; ચિત્ત. ધક્કો=હડસેલો. ક્ષમા કરો=માફ કરો. શાણું=ડાહ્યાં. પ્રસન્ન થઈ=રાજી થઇ; ખુશ થઇ. શિક્ષા=સજા. બીક=ધાક; ડર. બોલશો મા=બોલશો નહિ. સહુ=બધા. વિશ્વાસ કરે છે=ભરોસો રાખે છે; કહેલું ખરૂં માને છે. દેવતાઈ ગુણ=ઉંચો ગુણ.

બોધ—હંમેશ સાચું બોલજો. શિક્ષાની બીકથી કદી જૂઠું બોલશો નહિ. ક્ષમા કરવી એ દેવતાઈ ગુણ છે.

સવાલ—સાચું બોલવાથી શો લાભ?

તકતો, ભાંગ્યો, અહિં, દહિં, ચડ્યાં, ઉછળ્યો, દિવાનખાનું, સાહ્રી, બગાડ્યા, ધમકાવશો, બિલકુલ, પેન્સિલ, સાંભળ્યું, ધક્કો, ક્ષમા, પ્રસન્ન, શિક્ષા, શિક્ષક, જૂઠું, ઇશ્વર, વિશ્વાસ,

પાઠ ૧૫ મો—મુસાફરી=ગામે ગામ ફરવું તે. શિષ્યો=વિદ્યાર્થીઓ; ભણનારા. રસોઇઓ=રાંધનાર. પ્રથમ=પહેલાં. સ્ટેશન=આગગાડી ઉભી રાખવાની મુકરર જગા. ધમાલ=દોડાદોડી. પ્લૅટફૉર્મ=ઉતારૂઓને ચઢવા ઉતરવાની જગા. દોડાદોડ=ધમાલ. વેળા=વખત. ગાર્ડ=આગગાડીની

તપાસ રાખનાર. દેખાવ=શોભા. મહારાજા=મોટા રાજા. ગાયકવાડ=વડોદરાના રાજા. દેખાવડો=શોભિતો. નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે દરિયાને મળે છે તે. કિનારો=કાંઠો. ઢબ=ઘાટ; આકાર. અલબેલી=ઘણીજ સુંદર. છક થઈ ગયા=નવાઇ પામ્યા. કોટ=શહેરની અંદરનો ભાગ. ટ્રામ=ઘોડા અથવા વીજળીથી ચાલતી મોટી ગાડી. મોટર=આગગાડીના ડબા જેવી પેટ્રોલથી ચાલતી સુંદર ગાડી. સાઈકલ=બેસીને પગે ચલાવવાનું બે પૈડાંનું સાધન. ગોદી=માલ ચઢાવવા ઉતારવા માટે દરિયામાં આગબોટ ઉભી રાખવાનું ઠેકાણું. આગબોટ=વરાળયંત્રથી ચાલતું મોટું વહાણ; સ્ટીમર. ટેકરી=ઊંચી જગો. રચના=ગોઠવણ. જ્ઞાન=અક્કલ; બુદ્ધિ; સમજ.

બોધ—મુસાફરી કરવાથી આનંદ અને જ્ઞાનમાં વધારો થાય છે.

આવ્યો, શિક્ષક, શિષ્યો, અમદાવાદ, નિકળ્યા, પ્રથમ, વડોદરે, સ્ટેશન, ખૂબ, ગમ્મત, ધમાલ, પ્લેટફોર્મ, દોડાદોડ, ટિકિટ, ગાર્ડ, સિસોટી, શબ્દો, વડોદરૂં, ગાયકવાડનો, દેખાવડો, કિનારો, ઢબનાં, બંગલાઓ, ટ્રામો, સાઇકલો, દરિયો, ગોદી, ટેકરી, મઝાની, જ્ઞાન, આનંદ, આનન્દ.

પાઠ ૧૬ મા—અહા=અહો. વિશ્વમાં=દુનિયામાં. મુજ=મારા. ન્યારો=જુદો; તરેહવાર; કોઇને ન મળે એવો. જંગલી=જંગલી; જંગલમાં છૂટું રહેનાર. શ્રેષ્ઠ=સૌથી સારૂં; ઉત્તમ. માનું=સમજું. નિત=હરરોજ. મ્હાલું=આનંદથી રહું. ધ્રુજતો=કાંપતો; થરથરતો. સદા=હરરોજ; હંમેશ. હર્ષમાં=આનંદમાં; ખુશીમાં. રુચે=ભાવે; ગમે; પસંદ પડે. કાર્ય=કામ. ભમતો=રખડતો. દાસ=ચાકર. નીચું=હલકું; ઉતરતું. રુચ્યું=ગમ્યું. મન માનતી રીતે=ગમે તેવી રીતે. ઉંચું=ચઢિઆતું.

સમજુતી—ઓહો! દુનિયામાં મને મારા શેઠને ત્યાં કેવું સુખ છે! ખાવા પીવામાં મને કોઇને ન મળે એવો ઘણો આનંદ છે. (૧)

દુનિયામાં મારૂં સુખ હું બધાથી નક્કી ચઢતું સમજું છું, કારણકે હરરોજ મોજમાં આનંદથી ફરૂં અને કોઇને હું શેઠ ગણું નહિ. (૨)

હું ટાઢમાં ઠરી જતો નથી, તેમ તાપમાં તપી જતો પણ નથી, વળી હું વરસાદમાં ધ્રુજતો નથી અને સદા આનંદમાં રહું છું. (૩)

મને જે ભાવે તે હંમેશ ખાતો, મને જ્યાં ગમે ત્યાં હંમેશ ફરતો, મને જે ગમે તે કામ કરતો અને હંમેશ આનંદમાં રખડતો. (૪)

તમારા બન્નેનું સુખ મને જુદું જુદું લાગે છે, પાળેલાને ઘણું સુખ છે, પણ રાનીને જુદુંજ સુખ છે. (૫)

શેઠ તને ગમે તેટલું સુખ આપે પણ તે આપે તેટલુંજ તને મળે છે, શેઠનો ચાકર થઇને તું જે સુખ ભોગવે છે તે હમેશ હલકી જાતનું સુખ છે. (૬)

રાની તું ખરૂં સુખ ભોગવે છે, તું મનને ગમતું સુખ સદા ભોગવે છે, મરજીમાં આવે તેમ ફરે છે તે નક્કી ખરૂં સુખ છે. (૭)

**સાર**—બીજા તરફથી મળેલું સુખ ખરૂં સુખ નથી, પણ જાતે મેળવેલું સુખ તેજ ખરૂં સુખ છે.

**વિશ્વ, શેઠ, ન્યારો, શ્રેષ્ઠ, ટાઢમાં, ઠરતો, હર્ષમાં, રુચે, કાર્ય, બન્નેનું, પરંતુ.**

પાઠ ૧૭ મો—**વાંદરાં**=વાનર. **છલંગ**=ફાળ; કુદકો. **સરદાર**=ઉપરી. **વળગાડયું**=ભરાડયું. **ઝુંડનાં ઝુંડ**=ટોળેટોળાં. **કુચ્ચરઘાણ**=ચુરેચુરા; કકડેકકડા. **કાન ફાટી ગયા**=કાન બહેર મારી ગયા. **નર**=માણસ. **ઉગામું છું**=મારવાને ઉંચી કરૂં છું. **છાનુંમાનું**=ચુપચુપ.

**સવાલ**—વાંદરાને વાનર શા માટે કહે છે?

**કૂદે, પૂછડું, છલંગ, દીઠો, કૂદ્યો, વળગાડયું, બચ્ચું, પ્રેમ, ઝુંડનાં ઝુંડ, કુચ્ચરઘાણ, ફાટી, ઉગામું, સીંકું.**

**પાઠ ૧૮ મો—માંકડાં**=લાલ મોંનાં વાંદરાં. **મથુરા**= જમના નદી પર શહેર છે. **કાશી**=ગંગા નદી પર હિંદુઓનું પવિત્ર શહેર છે. **ચાલાક**=ચંચળ, **મદારી**=ખેલ કરનાર. **સવાર થવું**=ઘોડે બેસવું. **લગામ**=ઘોડાને કબજામાં રાખવાને તેના મોંમાં જે ઘાલવામાં આવે છે તે. **નકલબાજ**=સામાનું જોઇ તે પ્રમાણે કરનાર.

**સાર**—પ્રાણીને કેળવ્યાથી તે હોશિયાર અને ચાલાક બને છે.

**સવાલ**—માંકડાં ક્યાં જોવામાં આવે છે ? વાંદરાં નકલબાજ છે તેની વાત કહો.

વાંદરાં, માકડાં, મથુરા, કાશી, કેળવ્યાં, સાંભળો, હસતું, સવાર, નકલબાજ, હોશિયાર, પ્રાણી.

**પાઠ ૧૯મો—વિવેક**=જેની સાથે જેમ ઘટે તેમ બોલવું તે. **અગત્યની**=જરૂરની; ખપની; લાભકારી. **ચિત્ત દઇને**=બરાબર મન રાખીને. **તોછડાઈથી**=આપણી હલકાઇ દેખાય એવી રીતે; વહાલ વગરનાં તુંકારાથી. **સલુકાઇથી**=સારી રીતભાતથી. **દાખલો લેવો**=બીજાનું સારૂં જોઇ તે પ્રમાણે ચાલવું. **તુંકારાથી**=તું કહીને. **મોટાં**=વડીલ. **માન**=આબરૂ. **સભ્યતા**=સલુકાઇ. **દુભાય**=નારાજ થાય. **વર્તજો**=ચાલજો. **વખાણ કરશે**=સારૂં બોલશે. **વિના**=વગર.

બોધ—વિવેક વિના વિદ્યા શોભતી નથી.

સાર—બોલવા ચાલવામાં સભ્યતા રાખવી. કોઈનું મન દુભાય તેમ બોલવું નહિ. સદા સારી રીતે વર્તવું.

સવાલ—માબાપ અને શિક્ષક તું કહી બોલાવે તે તોછડાઈ કેમ ન કહેવાય? તોછડાઈ એટલે શું? મોટાં કોને કહેવાં? વિવેક એટલે શું?

**વિવેક, અગત્યની, ચિત્ત, અલ્યા. તોછડાઈ, વર્તવું, જ્ઞાનમાં. સભ્યતા, શિક્ષક, વિદ્યા.**

પાઠ ૨૦મો—ધાતુમાં નીચેના ચાર ગુણો ખાસ હોય છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે. (૨) ધાતુઓ ભારે હોય છે. (૩) ધાતુઓ જમીનપર પડતા રણકો થાય છે. (૪) ધાતુઓમાં ગરમી જલદી વહી શકે છે. **સોનું**=રતાશ પડતા પીળા રંગની કીમતી ધાતુ. **તવંગર**=પૈસાદાર. **ઘાટ**=આકાર. **ત્રાંબાકુંડી**=ત્રાંબાની કુંડી. **દેગડો**=પાણી ભરવાનું મોટું વાસણ. **લાલચોળ**=ઘણો લાલ. **પિત્તળ**=ત્રાંબા ને જસતની મેળવણીની બનાવેલી પીળા રંગની ધાતુ. **કળશીઆ**=લોટા. **પડ**=થર. **કલાઈ**=ધોળા રંગની ધાતુ. **ખાણ**=ધાતુ વગેરે કાઢવા માટે જમીનની અંદર ખોદેલો ખાડો. **ચાંચવો**=જમીન ખોદવાનું લોઢાનું હથિયાર. **સોંઘું**=સસ્તું. **હળ**=જમીન ખેડવાનું ઓજાર. **ચૂંક**=નાની ખીલી. **ઉપયોગી**=કામનું.

**સવાલ**—સોનું, રૂપું, ત્રાંબું, કલાઈ અને પિત્તળ એનો રંગ કેવો હોય છે? એના કયા કયા વાસણો બને છે? ધાતુઓ ગણાવો. મોંઘામાં મોંઘી ધાતુ કઈ? સસ્તાંમાં સસ્તી ધાતુ કઇ? ધાતુમાં કયા ચાર ગુણો ખાસ હોય છે?

ધાતુ, સિક્કા, તવંગર, હોશિયાર, ચાટ, પૂજા, ત્રાંબાકુંડી, દેગડો, પિત્તળ, કળશીઆ, દેવડાવ્યાથી, હાંડી, ચપ્પુ, મોંઘું, સસ્તું.

પાઠ ૨૧મો—**સંતોષ**=જે મળે તેમાં આનંદ માનવો તે. **ગરીબ કેરાં**=ગરીબનાં. **વસ્ત્ર**=લુગડાં. **ગવ**=મગરૂરી; માન. **સવ**=સર્વ; બધું. **હરિકૃપા**=ઈશ્વરની મહેરબાની. **સંતોષાથ** આનંદ પામે. **શાન્તિ**=નિરાંત **સર્વદા**=સદા; હરરોજ.

**સમજુતી**—ગરીબનાં લુગડાંમાં ગરીબને આનંદ છે. ગરીબનાં ઝુંપડામાં ગરીબને આનંદ છે. (૧) ગરીબનાં છોકરામાં ગરીબને મગરૂરી છે, દુનિયામાં એવા જે ગરીબ છે તેને બધું સુખ છે. (૨) ઇશ્વરની મહેરબાનીથી જે મળ્યું હોય તેથી સંતોષ પામે તેવા માણસના મનમાં દુનિયામાં સદા નિરાંત છે. (૩) અસંતોષી માણસને હમેશ મનમાં ક્લેશ થાય છે, અસંતોષી માણસને કોઈ રીતથી સુખ થતુંજ નથી. (૪)

સાર—સંતોષમાં સુખ છે; અસંતોષમાં દુઃખ છે.

સંતોષ, વસ્ત્ર, હરિકૃપા, સંતોષાય, શાન્તિ, સર્વદા, કલેશ.

પાઠ ૨૨ મો—શોભિતું=દેખાવડું. ભપકાભેર=ભપકાવાળું. ફક્કડ=સારી; સ્વચ્છ. સરસ=મઝાનો. સ્ત્રી=બૈરી. પુરુષ=મરદ. પંચરંગી=જુદી જુદી જાતની. દિલને આરામ મળે છે=મનને શાન્તિ થાય છે. મનોહર=મનને હરી લે એવું; સુંદર. છૂટથી=મરજી પ્રમાણે.

મંગેશ, સ્ટેશન, શોભિતું, ભપકાભેર, ઘડીઆળ, ચિત્ર, ચોપાટી, ફક્કડ, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, સ્ત્રી પુરુષ, દિલને, વસ્તી, છૂટથી.

પાઠ ૨૩ મો–માર્કેટ=બજાર. ભયંકર=બીક લાગે એવું. ગીચ=પાસે પાસે. સગવડ=સવડ; જોગવાઇ. તોળીને આપ્યું છે=સરખું વહેંચી આપ્યું છે.

માર્કેટ, ટ્રામ, ધમાલ, ક્રાફર્ડ માર્કેટ, ફૂલ, પક્ષીઓ, પૈડાંને, ભયંકર, ગીચ, સગવડ, વીજળી, મનોહર.

પાઠ ૨૪ મો—દયા=રહેમ; મહેરબાની. ઇસ્પિતાલ=દવાખાનું. મફત=વગર પૈસે. માવજત=ચાકરી; બરદાસ. દર્દી=રોગી. લાભ લે છે=ફાયદો મેળવે છે. ઈજા=નુક-

સાન. **સારુ**=સારી. **સારૂં બોલતી**=વખાણ કરતી. **લાગણી**=દાઝ; દયા. **ખાતર**=માટે. **ધનવાન્**=પૈસાદાર; તવંગર. **ધર્મિષ્ઠ**=ધર્મ પ્રમાણે ચાલનાર. **દાઝ જાણવી**=દયા રાખવી. **પાંજરાપોળ**=અશક્ત જનાવરોને રાખવાનું ઠેકાણું. **જૈન લોક**=શ્રાવક લોક. **નિભાવે છે**=ખરચ પુરો પાડે છે. **લંગડો**=પગે ખોડવાળો. **ગોઠવણ**=બંદોબસ્ત. **ધન્ય**=શાબાશ. **નિર્દય**=દયા વગરનો.

**સાર**—સારૂં કરે તેનું સારૂંજ બોલાય. સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઇએ.

**શિપિતાલ, દર્દીઓ, ફુંદાઇ, દાકતર, દયાળુ, હરિલાલ, ભિખારીઓ, ધર્મિષ્ઠ, દાઝ, નિભાવે છે, દુઃખી, ગોઠવણ, ધન્ય, ધનવાન્, નિર્દય.**

પાઠ ૨૫ મો—**સોબત**=સંગત; દોસ્તી. **ફળીઉં**=શેરી. **ચિઢાય**=ખીજવાય. **લબોટા**=મંબા. **ખરાબ શબ્દ**=ગાળ. **દોસ્તદારો**=સોબતીઓ; મિત્રો. **દૂર**=આઘા. **અદેખો**=કોઇનું સારૂં ન ખમાય એવો. **અદેખાઇ**=કોઇનું સારૂં જોઇ મનમાં બળવું તે. **બિલકુલ**=લગાર; જરા.

**સાર**—સોબત તેવી અસર.

**સવાલ**—છગન ને ચમ્પકમાં કઇ કઇ ખરાબ ટેવો હતી? હરિલાલમાં કઇ કઇ સારી ટેવો હતી.

મુકુન્દ, ચમ્પક, વિદાય, શબ્દ, કુટુંબ, દોસ્ત-દારો, દૂર, જૂઠું, અદેખાઇ, બિલકુલ.

પાઠ ૨૬મો—વનમાં=જંગલમાં. વિહરવાનો=હરવા ફરવાનો. પુષ્કળ=ઘણો. ભક્ષ કરવાનો=ખાવાનો. સર્વદા=સદા. શ્રેષ્ઠ=ઉત્તમ; સૌથી સારૂં. ખરે=ખરેખર. કોથી=કોઇથી. લેશ=જરાપણ; લગારપણ. હર્ષ=આનંદ; હરખ. ગર્વિષ્ઠ ઘણોજ અભિમાની. સિંહલા=અલ્યા ખરાબ સિંહ. અજ્ઞાન=સમજ વગરના. નીચતા=હલકાઇ.

સમજુતી—ઓહો! મને વનમાં હરવા ફરવાની કેવી મઝા છે! મને પશુ ખાવાનો ઘણો આનંદ છે. (૧)

સુખથી સદા મ્હાલું છું, મને ફરવાનો ઘણો આનંદ છે. હું બધામાં ખરેખર ઉત્તમ છું, તેથી કોઇથી જરાપણ બીતો નથી. (૨)

અલ્યા અભિમાની સિંહ મારવાનો જે આનંદ તને છે, તે આનંદ હે! અજ્ઞાન સિંહ હલકામાં હલકો છે. (૩)

બોધ—મારવામાં નીચતા છે.

સિંહ, વિહરવાનો, પુષ્કળ, પશુ, ભક્ષ, સર્વદા, શ્રેષ્ઠ, સર્વે, હર્ષ, ગર્વિષ્ઠ, અજ્ઞાન.

પાઠ ૨૭મો—સાંદીપનિ=એ નામના ઋષિ. શ્રી કૃષ્ણ=દ્વારિકાના રાજા અને હિંદુ લોકો ઇશ્વરનો અવતાર માને છે. શિષ્ય=વિદ્યાર્થી; ચેલા. વડા=મુખ્ય; આગેવાન.

સોબત=દોસ્તી. પોરબંદર=સુદામાપુરી. સુદામાપુરી નામ સુદામા પરથી પડ્યું છે. સંસાર માંડ્યો=દુનિયાનો વહેવાર ચલાવ્યો. દુબળા=કમજોર. ઘરનું પૂરું કરવું=કુટુંબનું ગુજરાન ચલાવવું. મિત્ર=ભાઇબંધ. ટળે=મટે; જતું રહે. વીનવ્યા=સમજાવ્યા. છેવટે=આખરે. મશ્કરી=મજાક; ટોળ. આસપાસ વિંટાઈ વળ્યાં=ચારે બાજુથી ઘેરી લીધા. ઉરખલેર=ખુશીથી; આનંદથી. ભેટ્યા=એક બીજાને બાઝ્યા. ભાભી=ભાઇની વહુ. ભેટ=ખુશ થઇને આપવું તે. ટળી ગઇ=જતી રહી. મદદ આપી=આશરો આપ્યો. દિલગીર=નાખુશ; નારાજ. હરિ હરિ=પ્રભુ પ્રભુ. લૂંટી સરખી=ઘણી ગરીબ. નાર=બૈરી; સ્ત્રી. સળ્યાં સરખાં=અળવીના દાંડા જેવાં; દુબળાં બીજી વાર=ફરીથી. દિલગીરી=અફસોસ; શોક. મહેરબાની=રહેમ; કૃપા. બાળમિત્ર=નાનપણમાંના દોસ્ત.

સમજુતી—બાંગેલી જેવી ઝુંપડી અને ઘણી ગરીબ એવી સ્ત્રી તથા અળવીના દાંડા જેવાં એટલે દુબળાં છોકરાં પણ ફરી મળ્યાં નહિ.

સાર—પૈસાદાર મિત્રે ગરીબ મિત્રને તે ન જાણે એમ છુપી મદદ કરવી.

બોધ—માગવું ને મરવું બરાબર છે.

સાંદીપનિ, ઋષિ, શ્રીકૃષ્ણ, શિષ્ય, સુતા, દ્વારિકા, સંસાર, પૂરૂં, ખૂટયું, ભુખે, ટળવળ્યાં, મિત્ર, વીનવ્યા, ફાટાં, તૂટાં, મશ્કરી, તાળીઓ, વિંટાઇ, વળ્યાં, પહોંચ્યા, ભેટભેટ. ખુંચવી, લીધી, પોટલી, ગરીબાઇ. મદદ, દિલગીર, દિલગીરી, ઝુંપડી, બૈરી, લૂંટી, તૂટી, સ્ત્રી, ટળ્યું.

પાઠ ૨૮મો—ડંખ=ચટકો. જબરો=ઘણું દુઃખ કરે એવો. અગન=બળતરા. બળાતરા=લાય. વેદના=દુઃખ. અસહ્ય=ખમાય નહિ એવું વેઠી હોય=ખમી હોય. કલ્પી=વિચાર કરી; ધારી. મારફતે=રસ્તે. દાખલ થએલું=પેઠેલું. અટકાવી=રોકી. મૃત્યુ=મોત; મરણ. ટકે છે=વેદના રહે છે. દરદ=દુઃખ. અજ્ઞાન=ઓછી અક્કલ. કમી થાય=ઓછું થાય. મંત્ર=ગુપ્ત વાકય. દર્દી=દરદવાળો. શ્રદ્ધા=આકીન; આસ્થા; ભરોસો. સખ્ત=જબરો. મંત્રની અસર=મંત્રનું ફળ. ભેજ=ભિનાશ. ગંદવાડ=ગંદકી. જવલ્લે=ભાગ્યે; કોઇ વખત.

સવાલ—કોણ કોણ ડંખ મારે છે? વીંછી ચઢયો એમ કયારે કહે છે? ડંખનું ઝેર ચઢતું અટકાવવાને માટે શું ઉપાય કરશો? વીંછીના ડંખની અસર કેટલો વખત રહે છે? વીંછી કેવી જગામાં પાકે છે? વીંછી જલદી કયાં પાકે છે?

વીંછી, ડંખ, બળતરા, અસહ્ય, કલ્પી, ચીથરૂં, અટકાવી, મૃત્યુ, દર્દી, અદ્ધા, મટયું, સખ્ત, મંત્ર, ગંદવાડ, જવલ્લે, સ્વચ્છ.

**પાઠ ૨૯ મો—વાઘ**=પટાપટાવાળું ફાડી ખાનારૂં જનાવર. **વિકરાળ**=ભયંકર; બીક લાગે એવું. **ગાઢ જંગલમાં**=જેમાં ઝાડો પાસે પાસે હોય એવા જંગલમાં. **મજબૂત**=જોરાવર. **પંજો**=પાંચ આંગળાનો ભાગ. **તીણા**=અણીદાર. **માફક**=પેઠે. **ભયંકર**=ભય લાગે એવું. **પૂર જોસમાં**=પૂરા જુસ્સામાં. **સુસ્તી**=આળસ. **દેખાવ**=દેખાવડું. **ભવ્ય**=દેખાવમાં મોટું અને ઉંચું. **થથરાવી**=ધ્રુજાવી. **ગર્જના**=સિંહનું બરાડવું તે. **કદાવર**=કદમાં મોટું. **હિમાલય**=એ નામનો દુનિયામાં મોટામાં મોટો પર્વત છે એના પર સદા બરફ પડયું રહે છે. **ગીચ વન પ્રદેશમાં**=ખીચોખીચ આવેલાં જંગલમાં. **અમલદારો**=અધિકારીઓ. **શિકાર**=જનાવરને મારવું તે. **શોખ**=ઇચ્છા. **સાવચેતી**=ખબરદારી; હોશિયારી. **લલચાવનારો ભક્ષ**=લાલચ આપનારો ખોરાક. **બોડ**=વાઘ સિંહને રહેવાની ગુફા. **ઠાર મારવું**=મારી નાખવું. **જીવ ખોઈ બેસે**=મરણ પામે. **ભડકો**=બળતું.

**સવાલ**—વાઘ અને સિંહને પાસે આવતા અટકાવવા માટે શું કરશો ?

સિંહ, પ્રાણીઓ, વિકરાળ, ગાઢ, મજબૂત, સખ્ત, પૂર, સુસ્તીમાં, ભાગ્ય, થથરાવી, ગર્જના, કદાવર, કાઠિયાવાડ, ગિર, હિમાલય, પ્રદેશ, હિંદુસ્તાન, આફ્રિકા, વસ્તી, શિકાર, સાવચેતી, ભક્ષ, બોડ, હિંમત, ભડકો, જવલ્લે.

પાઠ ૩૦ મો—સ્વતંત્રતા=આપ અખત્યારી; છૂટ. દીલને આરામ મળે=મન સંતોષ પામે. માન અકરામ=મોટી મોટી પદવીઓ ને ખિતાબ. બંધુજન=સગાંસંબંધી. વિદ્યાના વિનોદથકી=બુદ્ધિને આનંદ થાય એવું લખવા વાંચવાથી ને વાદવિવાદ કરવાથી. તુચ્છ=હલકું. સ્વદેશનાં અભિમાની=પોતાના દેશની મોટાઇવાળાં. હેઠ=હલકું; ઉતરતું.

સમજુતી—મનને સંતોષ થાય તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. ખૂબ પૈસા મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. મોજ અને શોખ મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. મોટી મોટી પદવીઓ અને ખિતાબ મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. (૧) બહુ સારા મિત્રોથી પણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. બુદ્ધિના વિનોદથી પણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. (૨) જેણે જે વસ્તુમાં સુખ માન્યું તેને તેજ વસ્તુ મળે તોજ મન જોઇએ તેવું ખુશ થાય છે, તેને મન બીજું બધું સુખ હલકું

છે. જે પુરુષ અને સ્ત્રીઓ આ અમારો દેશ છે એમ મોટાઈ માને છે, તેઓ દેશ કોઇને તાબે ન હોય તેને મોટું સુખ ગણે છે. બીજા બધાં સુખ તેનાથી હલકાં ગણે છે. (૩)

સાર—સ્વતંત્રતાનું સુખ સર્વ સુખમાં શ્રેષ્ઠ છે.

સ્વતંત્રતા, ડીલને, ખૂબ, બુદ્ધિ, વિનોદ, તુચ્છ. સ્વદેશનાં, અભિમાની, હેઠ, માન્યું, મિત્ર.

પાઠ ૩૧ મો—પવિત્ર=સદ્‌ગુણી. રાજપુરુષ=રાજા. રામચંદ્રજી=દશરથ રાજાના પુત્ર. જનોઈ=ઉપવીત. વિદ્યાભ્યાસ=ભણવું તે. શરૂ થતો=આરંભાતો. દશરથ=અયોધ્યાના સૂર્યવંશી રાજા. કુળગુરુ=વંશના ગોર. આશ્રમ=મઠ. બાણ=તીર. રાક્ષસો=દૈત્યો. યજ્ઞ=હોમ. સ્વયંવર=કન્યાએ પોતાની પસંદગીનો વર શોધી કાઢી પરણવું તે. ધનુષ્=કામઠું. પણ=નિયમ; બાધા. મનગમતા=પસંદ પડતા. વરતી=પરણતી. વરમાળા=સ્વયંવરમાં કન્યા જે માળા જેની સાથે પોતાને પરણવાની ઇચ્છા થાય તેની ડોકમાં પહેરાવે છે તે. સીતા=જનક રાજાની પુત્રી; જાનકી. અયોધ્યા=સૂર્યવંશ રાજાની રાજધાનીનું શહેર. ઓચ્છવ=આનંદનો દિવસ.

સવાલ—દશરથ રાજાને કેટલા પુત્રો હતા ને તે કયા કયા ? દશરથ રાજાના કુળગુરુનું નામ શું ? યજ્ઞ કોણે કરવા માંડયો હતો અને તેમાં હરકત કોણ કરતું હતું ?

રાક્ષસોને રામે શા માટે માર્યા ? સ્વયંવર એટલે શું ? સીતાના સ્વયંવરમાં શી સરત હતી ?

પવિત્ર, પુરુષ, ક્ષત્રિય, રામચંદ્રજી, લક્ષ્મણ, શત્રુઘ્ન, વિદ્યાભ્યાસ, કુળગુરુ, વશિષ્ઠ, આશ્રમ, શિખવ્યું, વિદ્યા, વિશ્વામિત્ર, ઋષિ, રાક્ષસો, યજ્ઞ, સ્વયંવર, ધનુષ્, ઉર્મિલા, અયોધ્યા, ઓચ્છવ.

પાઠ ૩૨મો—ધામધુમ=ભપકો; ઠાઠમાઠ. ખબર=જાણ. દાસી=ચાકરડી. કાન ભંભેર્યા=ખોટું ખોટું સમજાવ્યું. ઉશ્કેર્યા=ચઢાવ્યા. વરદાન=ખુશ થઇ માગેલું આપવું તે. વનવટો=વનવાસ. મૂર્છા આવી=બેભાન થયા. ભાન આવ્યું=શુદ્ધિ આવી. વીનવી=સમજાવી. શોક=દિલગીરી. આજ્ઞા=હુકમ. માથે ચઢાવું છું=કબુલ કરૂં છું. સાસુજી=વરની મા; વહુની મા. હું તો તમારી છાયા=જેમ તમારો પડછાયો તમારી સાથેજ તેમ હું પણ તમારી સાથેજ. હણ્યા=માર્યા. નાશક=ગોદાવરી નદીને કાંઠે શહેર છે. પંચવટી=એ નામની જગા નાશકની પાસે છે. કપટથી=દગાથી. દિલગીર=નાખુશ. શોધ્યાં=ખોળ્યાં. પત્તો ખાધો નહિ=ખબર પડી નહિ. હનુમાન=વાલી વાનરનો પુત્ર. ચાલાકીથી=હોશિયારીથી. રાવણ=લંકાનો રાજા. ગાદી=રાજપાટ. લગાર=જરાપણ. દુભવતા=નારાજ કરતા.

**સવાલ**—રામચંદ્રજીને વનવાસ શા માટે જવું પડ્યું? સીતાની શોધ કોણ લાવ્યું?

ખેંચાયું, ધામધુમ, કૈકેયી, ઉસ્કેર્યાં, ભંભેર્યા, મૂર્છા, શોક, આજ્ઞા, લક્ષ્મણ, સાસુજી, આગ્રહ, હણ્યા, પંચવટી, કપટ. દિલગીર, શોધ્યાં, પત્તો, સુગ્રીવ, હનુમાન, વિભીષણ, જન્મ્યા, ધનુષ્.

**પાઠ ૩૩મો**—**પાંડવો**=પાંડુ રાજાના પુત્રો. **પુર્વે**=અગાઉના વખતમાં. **હસ્તિનાપુર**=દિલ્હીની પાસે એ નામનું ચંદ્રવંશી રાજાની રાજધાનીનું શહેર હતું. **કૌરવો**=ધૃતરાષ્ટ્રના પુત્રો. **સદ્ગુણી**=સારા ગુણવાળા. **દુર્ગુણી**=નઠારા ગુણવાળા. **કપટી**=દગાબાજ. **દુષ્ટ**=પાપી. **દ્રૌપદી**=દ્રુપદ રાજાની પુત્રી. **રાજકુમાર**=રાજાના પુત્ર. **નિશાન**=એધાની. **છીંદ્રે**=છેદે. **તાકવા**=તાકીને મારવા. **ભુકાં**=સાથે. **કન્યા**=કુંવરી છોકરી. **વરી**=પરણી. **પત્ની**=સ્ત્રી. **યુક્તિ**=તદબીર; કળા. **જુગટું**=જુગાર. **લલચાવ્યા**=લાલચ આપી. **કષ્ટ**=દુઃખ. **વેષ**=દેખાવ. **વિરાટ રાજ્ય**=ધોળકાનું રાજ્ય. **પક્ષ**=બાજુ. **હક્કદાર**=ખરો માલીક. **જય**=જીત. **પરાજય**=હાર. **મતલબ**=સાર.

**સવાલ**—પાંડવો કોના પુત્ર? પાંડવોનાં નામ લખો. કૌરવો કોના પુત્ર? કૌરવોમાં સૌથી મોટો કોણ હતો? દ્રૌપદી અર્જુનને શા માટે વરી? દ્રૌપદી પાંચ પાંડવોની સ્ત્રી

થા કારણ થઇ ? પાંડવોની માનું નામ શું ? પાંડવોને વનવાસમાં કેમ જવું પડયું ? પાંડવ કૌરવની લડાઇમાં કોણ હાર્યું ?

બોધ—જુગાર રમવો નહિ. દુનિયામાં સત્યનોજ જય છે, અને પાપનો પરાજય છે.

પૂર્વે, વંશમાં, હસ્તિનાપુર, વ્યાસ, ધૃતરાષ્ટ્ર, પાંડુ, દુર્યોધન, કૌરવો, યુધિષ્ઠિર, અર્જુન, નકુલ, હોશિયાર, સદ્ગુણી, દુર્ગુણી, દ્રૌપદી, સ્વયંવર, લગ્ન, નિશાન, સુદ્ધાં, પત્ની, યુક્તિ, જુગટું, કષ્ટ, વેષમાં, વિરાટ, પક્ષ, હક્કદાર, જીત્યો, હાર્યો, દુનિયા, પરાજય, કન્યા.

# સમાપ્ત.

---

# ત્રિવેદિ વાચનમાળા પ્રવેશિકામાંના

## અઘરા શબ્દો.

ખડીઓ, ગધેડું, છત્રી, જમરૂખ, ટટ્ટુ, ડબ્બુ, દાતણ, ઢળીઓ, થડ, ધપ્પો, શરત, અનાસ, ઊન, ઔષધ, વરૂ, બિલાડી, શિયાળ, કબૂતર, ગુલાબ, તુલસી, લાડુ, ખુરસી, સાસુ, ઊંટ, શાહમૃગ, વેગણ, દાડમ, ધઉં, ચીભડું, અંગુઠો, લેંધી, ધોતીઉં, ઘુંટણ, ઢોર, પાંદડું, નૂરજહાન, પતંગીઉં, સુરજ, ઊગે, તીણી, ટપાલી, ટપાલ, રંગિત, કોથળી, દંડક, સુગંધ, ઉજાણી, સફેદ, ફીકીઆરી, વારૂ, નિશાન, દરિયા, ટાઢ, શીખ, તીણી, મીઠી, પૂર.

---

## ત્રિવેદિ વાચનમાળા પુસ્તક ૧ લાનો

## "ડિકટેશન શિક્ષક" તૈયાર છે.

કર્તા—છગનલાલ મોતીરામ શાહ.

શાહપોર—સુરત.

## મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત

→ લોકપ્રિય થઈ પડેલી અર્થની નોટો. ←

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦-૨ ૦ | પાંચમીના અર્થ | ૦-૮-૦ |
| પહેલીના અર્થ | ૦-૨ ૬ | છઠ્ઠીના અર્થ | ૦-૯-૦ |
| બીજીના અર્થ | ૦-૪ ૦ | સાતમીના અર્થ | ૦-૧૦-૦ |
| ત્રીજીના અર્થ | ૦ ૫ ૦ | કન્યા ૧ લીના અર્થ | ૦-૪-૦ |
| ચોથીના અર્થ | ૦ ૭-૬ | કન્યા ૨ જીના અર્થ | ૦-૫ ૦ |

કન્યા વાચનમાળા પુસ્તક ત્રીજાના અર્થ સાત આના.

---

## ત્રિવેદિ વાચનમાળા પુસ્તક ૧ લાનો

## "ડિક્ટેશન શિક્ષક" [illegible] આના.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમેટીએ
તૈયાર કરેલી.

બાળપોથીથી પાંચમી ચોપડી સુધીના દરેક ધોરણનો જુદો

## "ડિક્ટેશન શિક્ષક." તૈયાર છે.

---

દરેક ધોરણના

## "સુગમગણિત શિક્ષક" તૈયાર છે.

મળો—છગનલાલ માધીરામ શાહ. શાહપોર—સુરત.